કોમળ અને શારીર દુઃખનો અપરિચિત સરસ્વતીચંદ્ર શોકવિચારમાં પડી પગથી માથા સુધી પોતીયું હોડી સુઈ ગયો. સ્વરથી ભરાતા, તાપથી ઉકળતા, ધુળથી ગુંચવાતા, અને પરાળના ખુંચવાથી કાયર થતા મસ્તિકમાં કંઈ કંઈ વિચાર વિચિત્રરૂપે ઉત્પન્ન થયા. પાછળ કપાતો તપાતો માર્ગ મીંચાયલી આંખમાં લાંબી નેળ જેવો લાગ્યો અને તેમાં ધુળના રંગના વચ્ચે વચ્ચે ભડકાવાળા લાંબા આકાર લંબાતા લાગ્યા. એ આકાર ઘડીક આસપાસના ઝાડ જેવા, ઘડીક માથે તપતાં વાદળાં જેવા, અને ઘડીક હોડેલા ધોતીયાનાં તન્તુજાળ જેવા દેખાવા લાગ્યા. બળદ હાંકતા ગાડીવાનના ડચકારા, બળદ સાંભળી સમજતો હોય તેમ તેને ગાડીવાન ક્‌હેતો તે કઠોર શબ્દ, સળગતા ભડકા જેવા આકાશમાં ઉડતા સમળાઓ અને સમળીયોની લાંબી કઠોર ચીસો, સુડીથી કપાતાં લકકડીયા સોપારી જેવા અચીંતા કાનપર ભચકાતા કાગડાના "કાકા" શબ્દ, હોલા અને કાબરોના વનમાં પડઘા પામતા-કાનની ભુંગળીમાં ફુંકાતા-સ્વર, ચકલીયોના ઝીણા ચીચીકાર, કોણ જાણે ક્યાં સંતાઈ રહેલા અંધ ઘુવડના ગેબી અને ભયંકર પોકાર, ઝાડપર ખસતી કુદતી ખીશકોલીયોના ઉષ્મ પ્લુત સીકાર, અને ગાડામાં ઘડીયે ઘડીયે ભરાતાં ઝાંખરાંના ઉઝરડાઃ આવા આવા અગણિત શબ્દો કર્ણસ્વપ્નો રચવા લાગ્યા. જેમ તાપના ભડકા હોડેલું ધોતીયું અને મીંચાયલી પાંપણોને ભેદી અકળાતી કીકીયોમાં દાખલ થતા હતા અને હોડેલા વસ્ત્રને ભેદી ઉષ્ણતા ત્વચાને પરસેવાથી ન્હવરાવતી હતી, તેમ જ આ સર્વ સ્વર સુવા ઇચ્છતા કાનને ઉંઘવા દેતા ન હતા. ઢાળ ઉપર આવતાં ગાડાના હેલારાથી શરીર આમથી તેમ ભચકાવા લાગ્યું.

આ સર્વ અવસ્થાની વચ્ચોવચ્ચ મસ્તિક નવરું ન પડ્યું. બોલ્યાવિના કુમુદસુંદરીવાળા કાગળમાંની કવિતા ગાઈ. "કુમુદસુંદરીને ભદ્રેશ્વરમાં પાછું
" મળવાનું થશે ? હું ભદ્રેશ્વર ન જ જાઉં તો ? શું મને મળવા આવેલાંને
" મ્હારે ન મળવું ? મનોહરીયામાં રહીશ અને એ સુવર્ણપુર જશે ત્યારે
" વચ્ચે–ત્યાં–અટકાવી મળીશ. પિતાની ખબર એ આપશે. પિતાને હું
" સાંભરતો હઈશ ? એમની શી અવસ્થા હશે ? મુંબાઈ પાછાં જવું ?
" ન જવું ? ત્યારે ચંદ્રકાંતને શું ક્‌હેવું ?"

"કારભાર કેમ મળે છે–દેશી કારભારીયો કારભાર કોને ક્‌હેછે
" તે તો જોયું. પણ એ રાજ્યોમાં રાજ્યતંત્ર કેમ ચાલતાં હશે–લોકની
" અવસ્થા કેવી હશે ?–આ સર્વ જોવાનું રહ્યું, સુવર્ણપુરને તો તજ્યું જ.
" રત્નગરી જઈને જોઉં ? આ ગાડું ત્યાં જ જાય છે તો ?"

"પ્રમાદધનને શી શિક્ષા થાય છે તે જણાય તો ઠીક. પણ હવે
" મ્હારે એ જાણી શું કરવું છે ?"

" અરેરે ! કુમુદસુંદરી !!"

" આ મ્હારવટીયાની મ્હીક પણ ખરી !–મૂર્ખદત્તે એમને સૂચના
" આપી છે એટલે ઠીક છે !"

ગાડું એક બે ગાઉ નીકળી ગયું.

ગાડાવાળાએ ગાવા–લલકારવા–માંડ્યું:

" મ્હારાં ઠકરાળાં હો ! તમારા દાડમની કળીશા દાંત !
" ઘેરે આવજો હો ! આપણે વાળીશું ગુપત ગાંઠ.
" મ્હારાં ઠકરાળાં હો ! મ્હારું ઘર એતરવા પેલે પાર–
" ત્યાં તો આવજો હો ! ઉઘાડું મેલીશ અડધું કમાડ.
" મ્હારાં ઠકરાળાં હો ! તમારા કાળી નાગણુશા વાળ !
" ઘેરે આવજો હો ! આપણે મ્હાલીશું માઝમ રાત !"

લલકાર આખે લાંબે માર્ગે વ્યાપ્યો.

લલકારમાં સરસ્વતીચંદ્ર લીન થયો અને કુમુદસુંદરી હૃદયન દ્વારમાં આવતી લાગી. ગાડામાં સ્ત્રી છે એવી પશ્ચિમ બુદ્ધિ થત ગાડાવાળાએ ગાવું બંધ કર્યું. માથા આગળ બેઠેલી ડોશીયે ગાવા માંડ્યું

" જીવની આશા તે ડુંગર જેવડી, મરવું પગલાંની હેઠ,
" મરણસમે ત્હારું કો નહી, સગું ના'વે કો ઠેઠ–જીવ૦"*

સુતેલા સરસ્વતીચંદ્રની આંખમાં આંસુ આવ્યાં–"મરવું–મરવું–
" કુમુદ–કુમુદ–" કરતું કરતું તેનું રોતું હૃદય તાપમાં નિદ્રાવશ થઈ ગયું ધડકતા હૃદયને, સૂક્ષ્મ અને ચિત્રસંસ્કારી સ્વપ્નસૃષ્ટિને, ચેતનને ચેતનના હૃદયમાં રહેલા ચેતનને, અને એમ કંઈ કંઈ રત્નોને અંતર્મ વ્હેતું હૃદયશૂન્ય જડ ગાડું ધીમે ધીમે ચાલવા લાગ્યું. ઉંઘતો ઉંઘતો સરસ્વતીચંદ્ર નવા અજાણ્યા સંસારમાં ચાલ્યો–ક્યાં જવું છે તેનું ભાન ન હતું, શું કરીશ તેનો વિચાર ન હતો, અને શું અનુભવશે તેની કલ્પના ન હતી ! જન્મતો માનવી બીજું શું કરે છે ?

ગાડાની પાછળ કેટલેક છેટે પણ ગાડા ભણી અને તેમાં બેસનાર ઉપર અચુક દૃષ્ટિ રાખતા રાખતા પરસ્પર વાતો કરતા કરતા ત્રણ

* પ્રવર્તમાન લોકગીતમાંથી.

ઘોડેસ્વાર આવતા હતા, અને ઘોડાના પગના ડાબલાનો પોલો સ્વર અધ ઉંઘતા સરસ્વતીચંદ્રના કાન ઉપર ડાબકા દેવા લાગ્યો.

ગાડાની સામી પાસ ઘણે જ છેટે ક્ષિતિજમાં સામી ધુળ ઉડતી હતી અને ઢોલ અને રણશીંગા જેવા સ્વર તથા હોંકારા ઘણે આઘેથી આવતા હતા. રખેને એ સ્વર ધીરપુરવાળા બ્હારવટીયા તરફના તો ન હોય જાણી આવા પ્રસંગોનો અનુભવી ગાડાવાળો કંપતો હતો અને અંદર બેસનારને ક્હેવું કે ન ક્હેવું તેનો વિચાર કરવા લાગ્યો. ગાડાની લગોલગ એક જ સંન્યાસી ચાલતો હતો તેને જોતાં મૌન ડહાપણ ભરેલું લાગ્યું.

ગાડામાં ડોશી બેઠી હતી તે કંઈક લૌકિક કવિયોનાં પદ ગાતી હતી અને તેમાંથી છુટક ત્રુટક કડકા સરસ્વતીચંદ્રના હૃદયમાં પેંસતા હતા.

" સુખ દુઃખ મનમાં ન આણીયે, ઘટસાથે રે ઘડીયાં;
" ટાળ્યાં તે કોઈનાં નવ ટળે રઘુનાથનાં જડીયાં."[1]

* * * * * *

" જંગલ વસાવ્યું રે જોગીયે, તજી તનડાની આશ જી !
" વાત ન ગમે આ વિશ્વની, આઠે પ્હોર ઉદાસ જી !–જંગલ૦
" સેજ પલંગ રે પ્હોડતા, મંદિર ઝરખા માંહ્ય જી,
" તેને નહી તૃણ સાથરો, ર્‌હેતા તરુતળ છાય જીઃ–જંગલ૦
" શાલ દુશાલા હોડતા ઝીણા જરકશી જામા જી
" તેણે રે રાખી કંથા ગોદડી, સહે શિર શીત ઘામ જી,–જંગલ૦

* * * * * *

" હાંજી ક્હેતા હજારો ઉઠતા, ચાલતાં લશ્કરલાવ જી
" તે નર ચાલ્યા રે એકલા, નહી પેંજાર પાવજી–જંગલ૦[2]

સરસ્વતીચંદ્ર સ્વપ્નાવસ્થ હતો તેને અનેક ડુસકાં ભરતી આકાશમાં અદ્ધર ઘટકતી ગાડા પાછળ દોડતી આવું આવું ગાતી કુમુદસુંદરી દેખાઈ. પણી ડોશી ગાવા લાગીઃ

" કાયા માયા કુડી રે રાખી ત્હારી ર્‌હેશે નહી,
" જોને તું વિચારી રે, ઘેલા! કેમ અક્કલ ગઈ?–કાયા૦

* * * * * *

" વાદળની છાયા રે, જોતાં જોતાં છેટે ગઈ!"[3]

---

૧. નરસિંહ મ્હેતા. ૨. નિષ્કુળાનંદ. ૩. દેવાનંદ

અચીંતી આંખ ઉઘડી અને વાદળની છાયા ભણી કુમુદસુંદરીની છાયા અદૃશ્ય થઇ. આંખ ફરી મીંચાઈ. ડોશીનું ગાન તો ચાલતું હતું.

"ભરમાવી દુનિયાં ભોળી રે આવો ચાલ્યો ભભુતી ચોળી."

* * * * * *

"ભોજો ભગત કહે ભવસાગરમાં ખાવે માર્યા બોળી રે–ભ૰"

કુમુદસુંદરીની વડીયાઈ, લુચ્ચા જમાઈયે ભોળી દીકરીને ભરમાવી માટે, ઠપકો દેતી હોય એવું સરસ્વતીચંદ્રને ભાન થયું. દુઃખમય તે ફરી સ્વપ્નવશ થયો. રગશીયું ગાડું હજી ચાલતું જ હતું. પાછળના અને આગળના સ્વર એકઠા થઈ સ્વપ્નાવસ્થ કાનમાં પેંસવા લાગ્યા.

ખરોખર મધ્યાહ્ન થયો અને જગતના શિરપર ચ્હડેલો સૂર્ય માનવીનું મસ્તક તપાવવા ઉકાળવા લાગ્યો.

ચોપાસ મચી રહેતા ગરબડાટ વચ્ચે થઈને સૂર્યનો પ્રકાશ તજી પોતે કોઈ ઉંડી ખોમાં ઉતરી પડતો હોય, અંધકાર ભરેલા ગર્જના મચાવી મુકતા સમુદ્ર મોજાને ચીરી તેને તળીયે જઈ પ્હોંચતો હોય,–એવું સ્વપ્ન અનુભવતો, સર્વ અન્ધકાર-વચ્ચે માત્ર "કુમુદદીપ" જોવા પામતો, સરસ્વતીચંદ્ર અન્ધનિદ્રના પાતાળમાં ઉંધે માથે પડવા લાગ્યો. પડતાં પડતાં ઈંગ્રેજ કવિની રજ્જુ જેવી કવિતા તેના હાથમાં આવી તેનો આધાર પકડી લેઈ લાંબા અજગરપેઠે મુખ વિકાસી ઉભેલી ઉંડી નિરાશનિદ્રાના કુવામાં પોતાનો પ્રતિધ્વનિ સાંભળતો સાંભળતો ધીમે ધીમે ઉતરી પડ્યો.

"મચી રહ્યો કોલાહલ આજે દશે દિશ ગાજે
"તે મધ્યે થઈ ઉતરી પડની, પડ, નીચે નીચે જાજે!
"નીચે નીચે!
"મૃગ પાછળ ધસી પડે રુધિર પીનાર શ્વાન શીકારી;
"ધુમ, વીજળી જતાં, થઈ જાય વ્યોમનો વ્યાપી;
"ગ્રહી પતંગઇન્ધન, પુઠે વિશદ ઝગી રહે જ્યોત દીવાની;
"પુઠ લેતી મૃત્યુતણી નિશા–નિરાશા કાળી;
"પ્રીતિ પાછળ દુખની છાય, ઢાંકતી આંખ, પડે ઉઘાડી;
"ચ્હડી ઉભય* કાળ–હય–પીઠે કરે ખળ–સ્વારી,

---

* નિરાશા અને દુઃખ.

" પી જતી "આજ" ને આજ "કાલ" અભિમાની જોરભરી આવી
" ચુમ્બક–ઉર ચોરી કળી જતી લોહકુહાડી,

" એમ જ ચોરી આ દમ્ભ નીચે,
" એમ જ આ સઉ દમ્ભ નીચે
" ઉતરી પડની, શૂર, નીચે નીચે ! ૧

" આ જગદમ્ભતણા સાગરની નીચે નીચે જાજે,
" સમુદ્રતળીયે ઉતરી પડની, પડી નીચે નીચે જાજે,
" સમુદ્રની ચોરી ઉર્મિ ઉછળતી નીચે નીચે જાજે,
નીચે નીચે !" ૨

" પડી નિદ્રાવશ, હોઠોને અંધ ઓછાડ, વીજળી સુતી;
" મુર્મુરકણિકા[1] ભૂતિને[2] ગર્ભે સ્ફુરી રહેતી;
" પ્રિય-દૃષ્ટિ અપશ્ચિમ, ઉરે વિરહીયે, ગણી રત્નસમ, રાખી;
" મણિ રહે ખાણ અંધારી માંહ્ય છુપાઈઃ

" એમ જ આ સઉ દમ્ભ નીચે
" કામણ કંઈ તુજ કાજ હીસે;
" ધન્યભાગ્ય ! આ દમ્ભ નીચે
" રસિક ! ઉતરી પડ નીચે નીચે !!"
"નીચે નીચે !"* ૩

આ માનવીના દુઃખનીચે ભારે મરતા હોય તેમ ધીમા ચાલતા બળદની પાછળ ગાડું ખેંચાતું હતું, અને આગળ ઉડતા–તડકાથી ચળકતા ભડકા જેવા–ધુળકોટમાં પડવા માંડતી આહુતિ પેઠે અદૃશ્ય બનતું, અદૃશ્ય થયલાણી સરસ્વતીચંદ્રનાં પ્રારબ્ધ પેઠે–અદૃષ્ટ પેઠે—ચાલ્યું.



1. તનખો *Spark*. ૨. રાખોડીને. **Shelley's Prometheus Unbound.*